# કબીંગ



"ઉલ્ફ-કબ" થઇ ચુકેલા યા થવા ઇચ્છતા છોકરાઓનાં માબાપોની જાણ માટે નાની ઉમરના છોકરાઓને અપાતી સ્કાઉટ તાલીમનો ટુંક ઇંતેખાબ.



કર્તા—અરદેશર બેહેરામજી હોમાવજીર

ડીસ્ટ્રીક્ટ સ્કાઉટ માસ્તર ફોર રોવર્સ; જોઇંટ સ્કાઉટ માસ્તર ધી તલાટીઝ એઇઠ બોમબે ગ્રુપ એન્ડ પૅક, કબ માસ્તર ૧૦૦ મી ઉલ્ફ કબ પૅક

(પારસી ફૉગોની પૅક.)

## અર્પણ પત્રિકા.

**બીનોઇમાં વસ્તા વ્હાલા કુસી,**

બાકી દુન્યાની મોહ–માયાની લંપટમાં લપટાયલા અને વસવાટ કરતા તારા એક આગળા ગોઠયા અને જોડીયા તરફથી તું કઇ ચીજ કે ભેટની આશા રાખી શકે શીવાય કે તારી હઇ-આતીમાં તેં તેને માટે જે કાંઇ કર્યું છે તેની સાચ્ચી વફાદારી-ભરી યાદ તરીકેની આ નજીવી અર્પણ પત્રીકા? મુજ જેવા ભાનભુલાઓની રહેબરી કરતો તું જ્યાં પણ હો ત્યાં શાદમાન રહો!



CAPTAIN T. TODD.
Founder of the Wolf Cub Movement.

# મારી તરફના શરૂઆતના થોડાક બોલ.



પ્રીય વાંચકો, 'કબીંગ' નામનું આ નાનું પુસ્તક તમારી જનાબમાં ધરવાની હું રજા લઉં છું. સર રોબર્ટ બેડન પોવેલની 'સ્કાઉટીંગની ગેમ' માટે પૂરાં ત્રણ વરસ સુધી મેં લખાણોની હારમાળા મખ્યાત જામે-જમશેદ પત્રમાં કરી છે. આ લખાણો પાછલ પેનસીલો અને કાગળનો મેં હિસાબજ રાખ્યો નથી અને વખત, મહેનત અને જહેમત માટે પણ હું શરૂઆતથી તે આજ સુધી તદનજ નબરવશ રહી વર્તયો છું કારણ કે તે સઘલી ખુદા તરફની બક્ષેસો હતી. તે હારમાળાઓએ 'સ્કાઉટીંગ'ની હીલચાલને કે જાહેર આલમને શું શું લાભ કર્યા હશે તે મારી જાણમાં હજી સુધી આવ્યું નથી કારણ કે તે જાણવા માટે પણ હું ઘણોજ બેદરકાર અને કાળજી વિનાનો રહ્યો છું. હવે આ નવે આકારે નવું મંડાણ ટરવા કલમે ઉશ્કેરવાથી હાથ ચવર્યો છે અને તે કારણે મેળવેલાં જ્ઞાનનો રસ કે લાહવો કહો તે તમારી સેવામાં નાના પુસ્તક આકારમાં ધરૂં છું એવી આશા સાથે કે તે તમારાં માન, હેત અને ભલી લાગણીના ઉભરાને લાયક બને કે જેવું માન, હેત અને ભલી લાગણી તમોએ હંમેશાં મારે માટે બતાવેલાં મેં મારી ભેજાંની ઉપકારની ચોપડીમાં નોંધેલાં છે.

કોઇ ઘણાંજ સગનવંતાં ચોઘડયામાં સ્કાઉટીંગનું શિક્ષણ લેવું મેં ચૌદ વરસની વાત ઉપર શરૂ કર્યું હતું જે વેળા મુંબઇમાં 'સ્કાઉટીંગ' એટલે શું તે પણ કોઇ જાણતું ન હતું. તે વેળાની તવારીખ લખવા બેસું તો તેજ મારૂં એક નાનું પુસ્તક બને.

ભવિષ્યની સગવંડ કે સંજોગ ઉપર તે બાબદ મુલતવી રાખી હાલમાં હું આટલી તો યાદ જરૂરજ કરીશ કે પંદર વરસની વાત ઉપર તે એક ખરેજ ઘણુંજ સગનવંતું મુહરત હતું જેમાં સેંટ જૉન ઍમબ્યુલન્સ બ્રીગેડના પારસી ડીવીઝનના તે વેળાના માનવંત સુપીન્ટેનડન્ટ જેવણ પાછલથી સેંટ જોન એમબ્યુલન્સ બ્રીગેડ ઓવર સીઝના મુંબઇની કોરના સુપીનટેન્ડન્ટ બનવાનું અનુપમ માન જીતી ગયલા મી. દીનશાહ બેહરામજી માહવા, એમ. બી. ઇ. હતા તેવણુની ઉલટ અને ટેકાથી પંદર વરસની વાત ઉપર 'ધી પારસી એમબ્યુલન્સ કેડેટ કોર' નામની સંસ્થા હસ્તીમાં આવી શકી હતી જે પાછળથી ટુંક મુદતમાંજ 'ધી પારસી સ્કાઉટીંગ સોસાયટીમાં' બદલાઇ ગઇ હતી. તે વેળા તે મુંબઇ મધ્યેની એકલીજ સ્કાઉટ સંસ્થા હતી. ત્યાર બાદ ઇનફ્લુએનઝાના જાલેમ ઉપદ્રવને પરિણામે સેવા કરવા બાહેર પડેલા યુવકોની નજર ખુલી ગઇ અને તેઓ 'સ્કાઉટીંગ' ઉપાડવા લાગ્યા. શુકે ખુદા આજે મુંબઇમાં આખુમાખું એક સ્કાઉટ લોકલ એસોસીએશન અને લગભગ સવાસો સ્કાઉટ ત્રુપો હસ્તીનાં અજવાળામાં કામ બજાવતાં બન્યાં છે.

જયારે આટલી તવારીખ લખું ત્યારે બે મુખ્ય યાદ મારી આંખો સામે ઉભી થાય છે. એક તો ઇનફ્લુએનઝા પછીની સ્કાઉટ હીલચાલનો હીરો—મારો ગોઠયો અને જોડયો રૂસ્તમ તલાટી—અને બીજા મારા માનવંત મુરબ્બી શેઠ કેકોબાદ બેહેરામજી મરઝબાન. મારૂં આજનું સ્કાઉટીંગનું જ્ઞાન આ મારા બે ખેરખાહોનેજ આભારી છે. મરહુમ તલાટી આ બાબદમાં મારા ગુરૂઓમાંનો એક થઇ ગયો છે જેણે મને પોતાના એક આગળા શિક્ષક તરીકે માનની નજરે નીહાળી આગલ અને આગલ પાડવામાં પોતાનું માન અને શોભા માની હતી.

લોનાવલાની સ્કાઉટ માસ્તર્સ ત્રેનીંગ કેમ્પ જેવી શરૂ થઇ

કે તેનો તાકીદે લાભ આપવાની કાલજી મારા મુરબ્બી શેઠ કેકોબાદ મરઝબાને કરી હતી અને પોતાની ગીરોથી ખરચ આપી તથા દશ દિવસની તે તાલીમ લેવા જવા માટેની સગવડ કરી આપી મારી ઉપર એહેસાન કર્યું હતું.

આવી રીતે મેળવેલાં જ્ઞાનને પરિણામે જ્યારે એક પુસ્તક પછી તે નાનું યા મોટું હોય તેના કર્તા બનવાનો પેહેલવહેલો અખતરો પાર પાડતો હોઉં ત્યારે તે સઘલી હકીકતોની યાદ તાજી ન કરૂં તો પછી કયારે કરૂં, ભલા? એટલા કાજ આ મારી તરફના શરૂઆતના થોડાક બોલો વાંચવાની ખાસ તકલીફ મેં તમોને આપી છે તેથી દરગુજર ચાહું છું.

આવાં નાનાં નાનાં સંખ્યાબંધ પુસ્તકોની હારમાળા, 'સ્કાઉટ–પ્રોપેગેન્ડા' તરીકે વાંચકોની સેવામાં રજુ કરવાંની મારી ઉમેદ આજ–કાલની નથી તેમ કરવા શરીરનો રાજા ભેજું તો પુર આશા આપે છે, હાથ અને આંગળાં સાચ્ચી વફાદારી બતાવે છ, કલમ લાગણી ભરી ઉશકેરણી કરે છે, પણ ગજવું એકલુંજ મારૂં દુશ્મન થઇ પડયું છે તે આ બધી શક્તીઓ સાથ હમશરીક બનતું નથી તેથી હું લાચાર છું.

છેવટની આટલીજ ઉમેદ સાથ આ પુસ્તક તમારી સેવામાં ધરૂં છું કે 'સ્કાઉટીંગ' ને પુર જોશભેર આગલ વધારવા તથા તેનો સાચ્ચો સ્વીકાર કરવા દેશની તમામ નાત જાત ઉલટ ધરતી બને, દેશના નેત્તાઓ તે ઉલટ ઉશકેરવા બીડું ઝડપે!

---

# ઉધરતી ઓલાદનો નવો ધરમ.

-:○○:-

સર રોબર્ટ બેડન-પોવેલે દુન્યાની તમામ ઉધરતી ઓલાદ માટેનો પોતાનો નવો ધરમ—સ્કાઉટીંગ અને ગર્લ-ગાઇડીંગ—ચાલુ સદીમાં પહેલવહેલો જાહેર કર્યો તેને આજે ૨૧ વરસ પુરાં થયાં છે. આ મુદત દરમ્યાનમાં આ હીલચાલ કદમ બ કદમ આગળ વધી ઘટીત સુધારા વધારાઓ સાથ આજે ત્રણ વિભાગોમાં કામ બજાવતી થઇ છે. શરૂઆતમાં માત્ર બાર વરસની ઉમ્મરના છોકરાઓથી તે સત્તર વરસ સુધીના જવાનો માટે સ્કાઉટ હીલચાલ ઉભી થઇ હતી. આ હીલચાલ જેમ જેમ પુર બહારમાં ખીલતી ગઇ તેમ તેમ સાત, આઠ, નવ અને દશ વરસની ઉમ્મરના નાના છોકરાઓ પણ પોતાના મોટા ભાઇઓ કે સગાઓ કે પાડ-પાડોશીઓ કે દોસ્તદારો કે જેઓ સ્કાઉટો બન્યા હતા અને જુદી જુદી સ્કાઉટ ટ્રુપોમાં જોડાયા હતા તેઓની સાથે સાથે સ્કાઉટ ટ્રુપોની મેલાપની જગ્યાઓએ જઇ ખડા રહેવા લાગ્યા અને તેઓ સ્કાઉટ બની શકે કે નહીં તેની પરપુછથી સ્કાઉટ માસ્તરોને કંટાલો આપવા લાગ્યા. આખરે પરિણામમાં આ નાના ચેકુરો ફાવ્યા અને તેઓ માટે પણ સાત વરસની ઉમ્મરથી તે અગીઆર વરસની ઉમર સુધીના માટે એક શાખા ઉભી કરવાનું અને તેઓને લાયકની તાલીમ આપવા વીગેરેનું 'કરીકયુલમ' તઇઆર કરવામાં આવ્યું અને આ શાખા 'ઉલ્ફ-કબ્સ' યાને 'નાના સ્કાઉટ' તરીકે હસ્તીમાં આવી આ સ્થળે જણાવવાની જરૂર જણાય છે કે આ નાના સ્કાઉટો યાને Wolf cubs ની હીલચાલ શરૂ કરવાનો ખ્યાલ મરહુમ માનવંત Captain T. Todd ને સુઝયો હતો. તેવણની ખંતીલી જેહેમતથી તેવણની સુચના ઉપાડી લઇને તે સર રૉબરટે પોતાની સ્કાઉટ હીલ-

ચાલમાં આમેજ કરી અને તેને લાયકનો કેળવણી ક્રમ તેમણે ઘડી કાઢયો. આંઠ દાયકા જીવી ગયલો અને લગભગ નવમા દાયકાનો અનુભવ ગુજારવા લાયક નીવડેલો કેપટન ટૉડ જેવો એક બુઝાર્ગ નર કેવી સમાજ સેવા પોતાના અનુભવથી કરી ગયો છે અને પોતાનું જીવણુ યાદગાર બનાવી ગયો છે તે ઘણાંઓ માટે નકલ કરવા જોગ દાખલો છે. ધન્ય છે આવા સુભાગ્ય નરને. જ્યારે આવી રીતે સાત વરસની વયના છોકરાથી સતર વરસની વય સુધીના જવાન માટે આ પ્રમાણે આ હીલચાલે બંદોબસ્ત કર્યો તો પછી 'સત્તર વરસની વય પછીના કયાં જાય?' એ સવાલ ઉભો થયો. વાદવીવાદ થતાં, જુદાં જુદાં મતોની આપ–લે થતાં એક ઉમદા વાકય હસ્તીમાં આવ્યું કે "Once a Scout is always a Scout" અને તેવી રીતે ત્રીજી શાખા માટે ઘટતું શિક્ષણુ ગોઠવવામાં આવ્યું અને સતર વરસની ઉપરના કોઇપણુ મરદ બચ્ચા માટે 'રોવર' વિભાગ સ્થપાયો. આવી રીતના 'વુલ્ફ–કબ્સ' 'સ્કાઉટસ' અને 'રોવર્સ' એમ ત્રણુ શાખાની આ વીસમી સદીની ઉધરતી ઓલાદ માટેની આખી સંસ્થા તે 'સ્કાઉટ મુવમેન્ટ' ને નામે પ્રસિદ્ધ થઇ છે. જેમ છોકરાઓ માટે 'સ્કાઉટ' હીલચાલ તેમ છોકરીઓ માટે 'ગાઇડ' હીલચાલ છે. તેઓમાં 'રેનજર્સ,' 'ગાઇડસ' અને 'બ્લુ–બર્ડસ' એમ ત્રણુ વિભાગો છે. છોકરા છોકરીઓ બન્ને માટેની આ હીલચાલના પીતાએ યા એમ કહો કે ઉધરતી ઓલાદ માટેના આ નવા ધરમના પયગમબર સર રોબર્ટ બેડન–પોવેલે પોતાનાં શિક્ષણો જાહેર આલમને સમજાવવા ખાતર માઇલોનાં માઇલો સુધી લંબાય એટલાં લખાણો ચોપડી ચોપાન્યાંઓ મારફતે કરયાં છે અને હજી તે બુઝાર્ગ નર વગર થાકવે પોતાની ઉમંગી કલમ આ કામ માટે ઘસતોજ રહયો છે. તે ઉપરાંત આ શીક્ષણોનો સ્વીકાર શું કામ દુન્યાએ કરવો જોઇએ અને આ સંસ્થાને

કયા પ્રબળ કારણોસર પ્રજાઓએ ઉમંગથી વધાવી લેવી જોઇએ તે માટે દુન્યાના તમામ મહાન નરો અને જાહેર પુરૂષોએ ભાષાણોદ્વારા કે લખાણો મારફતે પોતાના વિચારો જાહેર કર્યા છે. આ લખનારે પણ અનેક વાર જાહેર તખ્તા ઉપરથી તેમજ છાપાદ્વારે આ દિશામાં પોતાનો બની શકતો અદના ફાળો આપ્યો છે.

આ નાનકડું પુસ્તક જ્યારે હું મારા કેટલાક ખેરખાહોની માગણીને માન આપી લખું છું ત્યારે મારી નેમ માત્ર આએજ છે કે સ્કાઉટીંગની આ કબ્બીંગને લગતી શાખા જે નાની વયના છોકરાઓ માટે હસ્તી ભોગવે છે તેની ટુંક સમજણ હરેક કબ થઇ ચુકેલા યા હવે પછી ઊલ્ફ કબ થવા ઇચ્છતા છોકરાઓના માબાપ કે વાલીઓને મળી શકે અને તેઓ આ હીલચાલથી તદન બે ખબર ન રેહેતાં તેનાં ઘાડા સમાગમમાં આવી પોતાના છોકરાઓ સાથ પોતે પણ તેઓનાં નાનાં નાનાં કામોમાં તથા ચલવલોમાં ઉલટથી ભાગ લેતાં બને.

શું નાનું કે શું મોટું એ હરેક ઇનસાન માત્રમાં જાતી ખાસીઅતજ હોય છે કે તે જે કામ કરતું હોય તે માટે જો બીજાઓ તરફના ઉલટ આપનારા કે શાબાશીના ઉદગારો અવાર નવાર નીકળતા તેઓને કાને પડતા રહે અને તેનાં કામકાજને બીજાઓ વખાણે છે એવું ભાન થતું રહે તો તે બેવડી ઉલટમાં આવે છે અને સરસ કામને વધારે સરસ બનાવે છે તથા વધારે સરસને સૌથી સરસ બનાવવા મથે છે. તો, પ્રીય વાંચકો, તમારા પોતાના નબીરાઓ કે ચીરંજીવીઓ જ્યારે આ હીલચાલ સાથ સંબંધ ધરાવતા હોય ત્યારે તેઓની ઉલટ ઉશકેરવા તમારે માટે પણ ખાસ જરૂરનું છે કે તમારે તે હીલચાલનાં શિક્ષણોનાં, તે શિક્ષણો આપનારાં ખાતાંના અને તે ખાતાંના કરતા કારવતાઓના અંગત સમાગમમાં

રહેવું. જાહેર આલમ અને સ્કાઉટ હીલચાલના મુતવલ્લીઓ વચ્ચેનો આવો ઘાડો સંબંધ યા સમાગમ સ્થાપવા, ત્યારે, આ નાનકડી ચોપડી, એક કદી ન તુટે તેવી કડીઓ સાથની સાંકડી બનવા પામશે એવી આશા રાખીશ.

---

## મારા દીકરા માટે શું કરૂં?

બે દાહેકા આગમજ ઘણાં માબાપો માટે ઉપલો સવાલ ઘણી મુજાહેમત કરાવતો હતો. એક દાહેકા આગમજ તે મુજાહેમત થોડાં શ્યાણાં ભાગ્યશાળીઓના બાબમાં ટળી ગઇ હતી અને આજે જે માબાપો હજી આવી મુજાહેમત કરી રહ્યા હોય તેઓને મારે કેવાં લખવા જોઇએ કારણ કે હવે આ સ્કાઉટ હીલચાલની ત્રણે શાખાઓથી તેવી મુજાહેમત કરાવનારા દીવસોનો સમૂળગો અંત આવવા પામ્યો છે.

આગલા વખતમાં એક દીકરો સાત આંઠ વરસનો થતાં તેને નિશાળે બેસાડવાની ચીંતામાં માબાપને રહેવું પડતું હતું કે કઇ નિશાળમાં બેસાડું? ત્યાર બાદ રમતગમતના વખતમાં ઘર, ગલીઓ તથા મોહોલ્લાઓ ખુંદાવતા અને એક યા બીજી બાહેરની ફરયાદ ઘરે લાવતાં ઉપલો સવાલ ઘણાંઓને ગુંચવાવતો હતો. હાલમાં આ ગુંચવાડાનો તોડ ઉલ્ફ કબ પૅકોથી તથા સ્કાઉટ અને રોવર ગ્રુપોથી લાવી શકાય છે. ખરી વાત છે કે દીકરાના બાવા થવામાં ઘણી ભારે જવાબદારી આપણે શીર લટકતી રહેલી હોય છે. ખુદાના ઘર સુધીના આપણે આ પેદાશ માટે જવાબદાર છઇએ કારણ કે આપણે ઘરે તે અવતરવાથી આપણે તેના 'ટ્રસ્ટી' બન્યા છીએ તો આ ટ્રસ્ટની સરતો આપણી હઇયાતી સુધી ઘણી કાળજીથી પળાવી જોઇએ છે. પૈસા

ટકા, માલ મીલકત કે બીજી કોઇ પણ લેવદ-દેવડનાં ટ્રસ્ટો તુટવાથી જો આપણને દરબાર દંડની યા ઘટતી સજાએ પોંહોંચાડતી હોય તો પછી આ પવિત્ર ટ્રસ્ટ ન પળાવા કાજ શું કીરતાર આપણને ન દંડશે? દીકરાને નિશાળે મેલ્યો એટલે સઘળું ખલાસ થતું નથી પછી ભલેને નિશાળ ગમે તેવી પ્રખ્યાત હોય યા શિક્ષકો ગમે તેવા કાબેલ હોય કે નિશાળે ચીરંજીવી ભલે ઉલટ ભેર જતો હોય અને શીખવા ભણવામાં ભલે તે સારી આશા દેખાડતો હોય. એમ કહેવાનું કારણ સમજવું સહેલ છે અને તે આ છે કે સોમ, મંગળ, બુધ, ભરેસપત, અને શુક્ર એમ પાંચ પાંચ કલાકના પાંચ દિવસ તથા શનીવારના ત્રણ કલાક મલી અઠવાડયાના ૧૬૮ કલાકમાંના માત્ર અઠાવીસ કલાક તે નિશાળમાં શીખવા ભણવામાં ગાળે છે અને આ કલાકો દરમ્યાન જે તે શીખે છે તે માત્ર 'રીડીંગ, રાઇટીંગ અને 'રીઠમેટીક'ના પેલા જાણીતા ત્રણ "આર"ને માટેનાંજ શિક્ષણો છે. આ શિક્ષણો તેની ભવિષ્યની જીંદગીની ફ-તેહમંદ 'કેરીઅર' બનાવવા પુરતાં નથી. માનવીની એક ફ-તેહમંદ "કેરીઅર" માટે જેની ખાસ જરૂર છે તે નીચલી ચાજોની છે:

નમુનેદાર ચારિત્ર (Character), ચાતુરી ભરેલી હુન્નરમંદી (Skilful Handicraft), શારિરીક ખીલવણી અને તનદરોસ્તીને લગતું જ્ઞાન (Physical development and Health knowledge), તથા બીજાઓને ઉપયોગી નીવડવાનું પરોપકારીપણું (helpfulness to others), આ શિક્ષણો નિશાળો કે શિક્ષકો કદી શીખાડી શકતાં નથી કારણ કે તે માટે તેઓ પાસ પૂરતો અવકાશ નથી. સ્કાઉટીંગની ત્રણે શાખાના ઉમર અને કાયનાત અનુસાર ગોઠવાયલાં 'કરીક્યુલમે' દુન્યાના તમામ કેળવાયલા આસામીઓની અને ખાસ કરી કેળવણી ખાતાંઓના સઘળા સત્તાધીકારીઓની સંતોષ-

સારી રીતે ખાતરી કરી આપી છે કે એક નમુનેદાર ફુન્યાદારી માનવી બનવામાં એક છોકરાને નિશાળમાં શીખાડવામાં આવતાં શિક્ષણો ઉપરાંત સ્કાઉટીંગનાં જુદાં જુદાં શિક્ષણો સંગીન મદદ આપે છે. એટલે હવે સાત વરસથી અગીઆર વરસ તુલીકની ઉમ્મરના તમારા છોકરા માટે "મારા દીકરાનું શું કરૂં?" એ સવાલનો જવાબ મુંબઇમાં હવે આપોઆપ મલી જાય છે. કબીંગ પણ કુદકે ને ભૂસકે આગળ વધતું જાય છે અને અત્યાર સુધીમાં સંખ્યાબંધ 'ઉલ્ફ કબ પૅકો' શેહેરના જુદા જુદા ભાગોમાં હસ્તીમાં આવી ચુકી છે. તો તમારા આ નાના ચેકુસોના આખા અઠવાડયાના લગભગ ૫૦ કલાક જેટલો વખત રમતગમત માટે ફાજલ પડતો રહે છે તે રમતગમત તે રૂડી રીતે કરી તે કલાકો દરમ્યાનમાં પણ ઉપર વર્ણવેલી ફ-તેહ-મંદ 'કેરીઅર' બનાવનારાં સાંધનો મેલવી શકતો હોય તો તેનો રૂડો લાભ તેને શા માટે લેવા દેવા નથી ઇચ્છતાં.

---

## ઉલ્ફ કબસ? કબીંગ?



'ઉલ્ફ કબ?' આ ઉલ્ફ કબ એટલે શું એ ઘણાઓની મુજવણ છે. અલબત્તાં આ ઉલ્ફ કબ-સ કહેવાતા છોકરાઓને જેઓએ જોયા છે તેઓમાંના કોઇને તમો ઉપલો સવાલ પૂછો તો તે તમોને કદાચ આ પ્રમાણે જવાબ વાળશે કે, એક 'ઉલ્ફ કબ' તે એક નાનો છોકરો છે. સફેદ ખમીસ, લીલી ટોપી ઉપર લાલ વરૂનું ડોકું ટાંકી લીધેલું એવી એક કબ-કૅપ, એક રંગીન રૂમાલ ગળે બાંધેલો જેને તે 'સ્કાર્ફ' કહે છે તે, વિગેરે શણગાર કીધેલો હસ્તાં મોંઢાંનો એક રમતીઆળ છોકરો તે 'ઉલ્ફ કબ' કહેવાય છે. જે માબાપના નાના ચીરંજી-

વીઓ 'ઉલ્ફ કબ પૅક'માં જોડાઇ 'ઉલ્ફ કબ' બન્યા હશે તેઓને જો તમે પૂછશો કે બા, આ 'ઉલ્ફ કબ' એટલે શું ? તો તેઓ તરફથી જવાબ મળશે કે, "અરે ફલાણે ઠેકાણે ફલાણા માણસે કંઇ એવી કલબ કાઢી છે; જ્યાં બધા વીસ પચ્ચીસ છોકરાઓને કાંઇ રમાડે છે, મજાહ કરાવે છે, અને કોઇ કોઇ વખત બહાર ફેરવવા લઇ જાય છે; કંઇ થોડું ઘણું શીખવે છે, વીગેરે." એ જુદી જુદી નજરે જોયલી ચીજોનાં ઉપલાં બન્ને ચીત્રો કહો કે વર્ણન કહો તે 'ઉલ્ફ કબ્સ' માટે જરૂરજ ખરાં છે. છતાં આવા જવાબોથી માત્ર ઉપર ટપકેનોજ ખ્યાલ ઉત્પન્ન થઇ શકે છે. 'ઉલ્ફ કબ' એ શું છે એ ખરી રીતે સમજવા માટે આ હીલચાલ સાથ જોડાયલી ઉમદા નેમ તપાસવાની છે. 'ઉલ્ફ કબ' થઇ ચુકેલા, 'કબીંગ'ની રમત મુદત સુધી પોતાના બીજા ગોઠયાઓ સાથ રમી ચુકેલા, અને તે રમતમાં સમાયલી મનની મોજ ચાલુ મેળવતા રહેલા એક છોકરાની નજરે તથા તે 'ઉલ્ફ કબ'ને કેળવનાર એક 'કબ માસ્તર'ની નજરે 'ઉલ્ફ કબ' તે કોણ છે અને 'કબીંગ' તે શું છે વીગેરે સવાલોના જવાબો મેળવવાની તજવીજ કરશો તો "ઉલ્ફ–કબ"નું એક દીલખુશ ચિત્ર તમારી સામે રજુ થયલું તમો જોઇ શકશો.

એક 'ઉલ્ફ કબ' સાથ પરપુછ કરતાં ભારે ઉકમાઇ સાથ તે પોતાના 'કબ માસ્તર'ની હોશીઆરી અને બાહોશીની, તેવણ કેવા ભલા કે દુન્યાના સરસમાં સરસ માણસ છે તેની, વીગેરે કથા તમોને તે પોતાના માસ્તર તરફના અગાધ માનને લીધે કહી સંભળાવશે. તે ઉપરાંત પોતાની જાતજાતની રમતગમતોની મજાહ દરશાવશે અને ફરવા હરવાના, નવું નવું જોવા જાણવાના, ખાણી–પોણીની પારટીઓના જે લાભો તેને મેલવ્યા હશે તેનું સહરાગતી બયાન

ભારે ઉકમાઇ સાથ તે રજુ કરશે. જે જે રમુજી વાર્તાઓ તે બીજાઓને મોંઢેથી તથા ‘ કબ માસ્તર ’ને મુખથી સાંભળી આવે છે તે તે તમોને કહી સંભળાવશે. પોતાને મોંઢે કરવું પડતું વચન તથા કબ–કાયદો તથા ‘ કબીંગ ’ને લગતાં બીજાં શિક્ષણો માટે કહેવાનું પણ તે ભુલનાર નથી; કારણ તે તેને મનસે માહાભારત શીખવાનું છે. આ સઘળું સહુરાગતી બ્યાન જે તે તમોને ઉલટભેર આપશે તે ઉપરથી “ ઉલ્ફ–કબ ” અને “ કબીંગ ” માટેની સહેજ સમજણ તમોને જરૂરજ મલી શકશે.

હવે એક ‘ કબ માસ્તર ’ને મલી તમારા સવાલો જાણવાની તજવીજ કરશો તો તેવણ તમોને “ બચ્ચાંઓમાં સમાયલી ચપળ અસ્થીર કાર્યશકતી,” “ તેઓનાં મનની જુદી જુદી વલણો,” “ તેઓની રમતીઆળ ખાસીઅતોં,” વીગેરે વીષે લંબાણુ ભાષણો આપવા મંડી જશે અને તે સઘળાંને કેવી રીતે ઉલટ, ધીરજ, ખંત, અને બચ્ચાં અનુસાર સ્વભાવથી ખીલવી શકાય છે તે માટે સમજણ આપવા અને તે માટેની સર એડન પોવેલની ‘ કબીંગ ’ની ‘ સ્કીમ ’ સમજાવવા તે પોતાની ફરજ લેખશે.

“ ઉલ્ફ કબ ” એટલે “ વરૂનું બચ્ચું.”

જંગલમાં વસ્તાં એક વરૂની અને તેનાં બચ્ચાંઓની Nature Study યાને કુદરતી જ્ઞાન આપણે શીખીએ તો પછી તેની બહાદુરી, જંગલમાં પોતાને હાથે જાતે પોતાનું ફોડી લેવાની તેની શકતી, પોતાના શીકારને શોધવાની તેની યુકતી, નાનાં વરૂ ઉપરનો મોટાનો પ્યાર, વીગેરે આપણુને જાણવા મલે છે. આવા સઘળા કાયદા અનુસાર શિક્ષણ રૂઢી રચી એક નાના સ્કાઉટને ઉલ્ફ–કબની ઉપમા આપવામાં આવી છે તે દરોબસ્ત દીસે છે. કારણ કે એક સ્કાઉટે પણ

શરીરે મજબુત અને ખવાસે બહાદુર અને દયાળુ બનવું છે, પારકા માટે સ્વભોગ આપવા તૈયાર બનવું છે, પરાયા મુલકમાં અને અણુજાણી જગ્યાએ પોતે પોતાનું કેમ ફોડી લેવું તે જાણવું છે, બીજાઓને નજરે પડવા વગર તેઓને ભરાઇને જોઇ તેઓની હીલચાલ સંબંધી માહીતી કેમ મેલવવી તે તેને શીખવું છે. વડીલોના હુકમને માન આપી તાબે થતાં તથા કાબુમાં રહેતાં શીખવું છે. આ પ્રબળ કારણોસર અમેરીકા અને આફ્રીકામાં જે સ્કાઉટો સૌથી સરસ નીવડે તેઓને "ઉલ્ફ" કહે છે અને તેવા નાના સ્કાઉટને 'ઉલ્ફ કબ' કહે છે.

ત્યારે હવે સમજવું સહેલ થઇ પડે છે કે સાત વરસની ઉમરથી તે અગીઆર વરસની ઉમર સુધીના નાના સ્કાઉટો સાથે મલી જે રમત રમે છે તે "કબીંગ" કહેવાય છે. આ રમતથી છોકરાઓને જોઇએ તેટલી રમુજ, ખુશાલી અને મનની મોજ મલતી હોવાથી તેઓ તેમાં આનંદ માને છે. આ ત્યારે "ઉલ્ફ કબ" અને "કબીંગ" માટેનો સઘલો ભાવાર્થ છે.

---

## કબ માસ્તરની માબાપ સાથ ઓલખ.



કબીંગની ગેમ યાને રમત કેમ ખેલાય છે તેનું વર્ણન કરૂં તે આગમજ એક કબ માસ્તર સાથની ઓળખ કરવી વધારે ઠીક થઇ પડશે.

ખુદાએ એક છોકરો ચોક્કસ કાયદા અનુસાર પેદા કર્યો હોય છે. આ કાયદાઓ શું હશે તે જાણવાની તજવીજ કરવા સઘળાંને ભાન હોતું નથી. જો આ જ્ઞાન કે આ ભાન હરેક માબાપને હસે તો પછી ઘડી ભર પણ માની શકાતું નથી કે બાળકો હાડમાર થતાં રહ્યાં છે તેમ થવા પામતે અથવા હરકત થતાં રહ્યાં છે તેમ થતું ચાલુ રહેતે.

વાજું, ઢોલ, પેંપુરી કે સીસોટી વજાડી અવાજ કાઢતા છોકરાઓ ઘણાઓને ગમતા નથી કારણ કે તે અવાજથી તેઓ કહે છે કે તેઓનાં ભેજાનું દહી થઇ જાય છે; ચાકે, રંગે, સાહીએ કે પેનસીલે ભીંત ઉપર, સરસામાન ઉપર કે કાગળ ચોપડીઓ ઉપર ચીતારો પાડતા કે ઘસારા પાડતા છોકરાઓની ઘણાકોને હાથે કમબખ્તી જાગે છે કારણ કે તેઓ માને છે કે આથી સઘળી ચીજોનો બગાડ થઇ જાય છે; કુદકા-ભુસ્કા મારવામાં કે દોડ-ધામ અને ગરબડ-ઘોંઘાટ ભરેલી રમતો રમવામાં જો છોકરાઓ રોકાયલા હશે તો કેટલોકોના ચાલુ તરારા અને બરાડાથી તે બાપડાઓ ઢંપાઇ જશે છરી-કાતર, સોય-સુયા, કે લોહડાં લાકડાં સાથ ફાંફાં મારી જો છોકરાઓ મન બેહેલાવતા જણાશે તો ઘણાઓનો મીજાજ બરખેલાફ જરૂર થવાનો; બૉલ, લખોટા, પાંનાં કે ભમરડા વીગેરેથી રમતા છોકરાઓ પણ ઘણાઓને કંટાળા રૂપ થઇ પડે છે; ઘડીઆલ, દીવાબતી કે તાળાં ચાવીનાં ચક્રરો ફેરવતા છોકરાઓની કમબખ્તી થતી સમજવી પણ સહેલ છે. નાશોગોશો રમતાં તારે-ઝાડે ચઢતા, ઢોળીચા-ઢોળકી ખુંદાવતા કે દાદરનાં ફાંડયાંઓનો ખુરડો કરતા છોકરાઓની હાલત વિષે તો બોલવુંજ નહીં. આ અને આવી બીજી સખ્યાબંધ ચીજો છે જે સાથ પોતાનાં ચપળ આંગળાં તથા હાથો અને ચીત્ત રોકવાં તે નાના ચેકુસોને મન રમત તથા ગમ્મત સમાનનાં છે. તે તેઓના મનની મોજ છે. તે તેઓનું નીરદોષ ઉદ્યોગીપણું છે; તે તેઓની અણજાણપણે જ્ઞાન મેલવવાની કુદરતી પ્રમાણીક કોશેશો છે. કેટલાં માબાપો અને કેટલાં માણસો તે સમજી શકે છે? તે સમજતાં તો તેઓ દોસાં થયાં પણ "નહી માનતો કે?" "કેમ કંઇ જોઇએચ કે?" "ના કહ્યું ની," "સમજતો નહીં કે?" વીગેરે વીગેરે ધાક-ધમકીઓથી અને દમદાટીઓથી છોકરાઓની શક્તી, ઉલટ, કાયનાત એ સઘળાંને કચડી નાંખવામાં

આવે છે. "આ ના કર અને પેલું ના કર" એ કહેતાં સર્વને આવડે છે પણ ત્યારે છોકરાએ શું કરવું તેજ બતાવતાં અને કહેતાં તેઓ ભૂલી જાય છે યા તેવાં કામો છોકરાઓ માટે શોધી કાઢી તેઓની શક્તીને ગતીમાં મૂકવાની તેઓને આવડજ હોતી નથી.

સર આઇઝેક ન્યુટન પતંગો સાથ ફાંફાં મારવામાં, ઘડીઆળો સાથ, પવનથી ફરે તેવી ચકરડીઓ બનાવવામાં વીગેરે રીતે એક 'સ્કુલ બોય' તરીકે વખત ગાળતો હતો છતાં તે એક મહાન સાયનટીસ્ટ થઇ ગયો છે. ફ્લોરેન્સ નાઇટીંગેલ જેવી મહાન દયાની બ્હેનીએ બાળ્યાવસ્થામાંજ દયા ભાવ દેખાડવો શરૂ કર્યો હતો. જયોર્જ વોશીંગટને પોતાના પીતા તરફથી ભેટ મલેલી નાની રમવાની કુહાડીની કસોટી કરતાં આવી રીતે ઘણુંજ કીંમતી "ચેરીનું ઝાડ" કાપી નાખી પોતાના પીતાને દુઃખી કર્યો હતો. જેમસ વૉટે કીટલીની નળીમાંથી નીકળતી વરાળ ચમચા ઉપર પકડી શીક્ષણ મેલવવાની કરેલી તજવીજે તેનાં મમઇનો ખોફ ખેંચ્યો હતો. કલાઇવ અને શીવાજી જેવા શૂરવીર સરદારોએ બાળપણનાં પોતાનાં ઢીંગાણારૂપી પરાક્રમોથી માબાપને ખીજવાટ કરાવ્યો હતો, છતાં આ સઘલાઓ દુન્યાના મહાન અને જાણીતા નરો થઇ ગયા છે. 'બચ્ચાં સાથ બચ્ચાં બનવું' એ એક જાતની Study યાને અભ્યાસ છે. તે એક કુદરતી ભરમોની શોધ કરવાને લગતો અભ્યાસ છે.

આ અભ્યાસ કરી તેમાં પ્રવીણ થવું એ દરેકની ફરજ છે. પણ તે અભ્યાસ માટે બાળકનો ચાલુ સંગ કરવો પડે છે. એક માણસ પોતાના ધંધારોજગાર અને કામકાજમાં મઠયો રહેતો હોય તે પોતાના બાળકના રમવાના કલાકોમાં તેનો સંગ કરી શકતો નથી અને તેથી તે તેની અંદર છુપાયલા

ગુણો કે ખાસીયતો જાણી શકતો નથી. પરીણામે જે રીતે તેની ખાસીયતો ખીલવવા જોઇએ યા દબાવી જોઇએ તે ખીલી કે દબાઇ શકાતી નથી. આ કામ બજાવવા ખુદાએ પોતાની ખલકતમાં થોડા એવાં પણ નરનારીઓ બનાવ્યાં છે કે જેઓએ ધીરજ, ખંત, બચ્ચાં અનુસાર નીરદોષ સ્વભાવ વગેરે ગુણોની બક્ષેસ કુદરત તરફથી મેલવેલી હોવાથી તેઓ આ કામ બજાવી શકે છે. તેવાંઓ બાળકોના ઘોંઘાટ ગરબડથી ચીરડાતા નથી, ધીંગાણાંથી કંટાળતા નથી, પરપુછથી ખીજવાતા નથી, કે આવાં એક યા બીજાં કારણસર છોકરાનું "મૂકી મારી માથું ભાંજવાનું" કે "નેતર લાકડીથી બરડો હલકો કરવાનું" યા "હાડકાં ભાંજી નાંખવાનું" ચાલુ કહેણ કહી તેઓને નફટ બનાવતા નથી યા તેઓની શક્તી આવી ધાક ધમકીથી કચડી નાખતાં નથી.

દુન્યાદારી વેહવારૂ જ્ઞાન તથા એક ઇનસાનને પોતાની હાલતને બરની સંગીન કેળવણી લીધેલું ઇનસાન કબ-માસ્તર થવાની લાયકાત ધરાવે છે. સાથે તેઓની ધારમીક તથા નીતી-રીતીને લગતી સારી આસ્થાની તેમજ પોતાનાં ઉમદા નકલ કરવા જોગ ચારીત્રની પણ જરૂર તેઓ માટે રહેલી હોય છે. સારાં ચારીત્રવાલો આસામી પોતાના બાળકો ઉપર ગેબી છાપ પાડી અસર ઉપજાવી શકે છે જેમ લોહચુંબક આગળ લોખંડ ઘસડાયા કે ખેંચાયા વિના રેહતું નથી તેમ તેની આજુ-બાજુ છોકરાઓ ઉમંગ અને વ્હાલથી વિંટલાયલા રહે છે. વળી આવા માણસો છોકરાઓનાં માબાપ કે વાલીનું પણ માન તથા વિશ્વાસ હરી લઇ શકે છે, અને તેઓની મદદથી પોતાની હાજતો, નડતળો કે મુશ્કીબતોનો તેઓની સલાહથી, નાણાંની અને બીજી મદદોથી, તોડ લાવી શકે છે. કુળવાન અને ઉમદા ખવાસના આસરે વીસ વરસની ઉમ્મરનાં કોઇપણ જવાંનો

આ કામ માટે ઉપલી લાયકાતો સાથ કબ–માસ્તર થવા લાયક બની શકે છે. બાનુઓ લેડી કબ–માસ્તરો તરીકે છોકરાઓ માટે ફીરેસ્તા સમાન નીવડે એમ છે. તેઓ આ દીશામાં એક કોમનું ખરૂં હીત જાળવી શકે યા દેશનું સાચ્ચું કલ્યાણ કરી શકે એવી આ શોખની સેવા છે. ઉપર જણાવવા મુજબની સામાન્ય કેળવણી લીધા ઉપરાંત તથા દુન્યા વેહેવારની સામાન્ય સમજણ ધરાવવા ઉપરાંત એક સારા કબ–માસ્તર બનવા ખાતર 'ઉલ્ફ કબસ હેન્ડ બુક' નામની સર રોબરટ બેડન–પોવેલની નામીચી કલમથી લખાયલી ચોપડીનો, તથા તેવણનીજ મુબારક કલમથી લખાયલી 'સ્કાઉટીંગ ફોર બોયઝ' નામની ચોપડીનો અને 'પૉલીસી, ઓરગેનીઝેશન અને રૂલ્સ' નામની ચોપડીઓનો ખાસ અભ્યાસ કરવાની જરૂર રહે છે. કબીંગની રમતના શિક્ષણોનો મુખ્ય ભાગ 'કીપલીંગ્સ જંગલ બુક,' ઉપર રચાયલો હોવાથી તે ચોપડી વાંચવાથી પણ આ બાજી ખેલવાને લગતી સમજ મેલવવામાં ઘણી સગવડ મળે છે.

આ સ્થળે મારે વાંચકોને એક અતી ખુશ ખબર આપવી છે અને તે આ છે કે પેહેલવેહેલાં હિંદી લેડી કબ–માસ્તર તરીકે મીસ પેરીનબાનુ જામાસ્પજી માદન નામનાં કુળવાન અને ઉંચ કેળવણી લીધેલાં પારસી બાનુએ લંડનની ગીલવેલ પાર્ક મધ્યેની કબ–માસ્તર્સ ત્રેનીગ કેમ્પનો 'અકેલા ઍડજ'નો 'પ્રૅકટીકલ કૉર્સ' ૧૮ મા કબ કૉર્સમાં દાખલ થઇ ઘણીજ ફતેહમંદીથી પસાર કર્યો છે અને તેવણ આને લગતો "ઠીઓરેટીકલ કૉર્સ" પસાર કરવા માટેનો અભ્યાસ કરવા હાલમાં રોકાયલાં છે. આ "પ્રૅકટીકલ કૉર્સ" પસાર કરવાનું કેટલું બીકટ છે તેનો ભાસ તમોને આપવા કાજ તેવણે મારી ઉપર લખેલા એક પત્રમાંથી થોડોક ઉતારો અતરે કરીશ. તેવણ લખે છે કેઃ—

"Everything seemed to me quite Greek and Latin for the first day but I must say that I didn't find it at all difficult later on because mostly this work resembles guiding. It was a mixed camp and the number of women was greater than men. On the whole I enjoyed it but at the same time I must confess that I was not sorry to leave it after six days because I found it of very strenuous work. Not a moment's rest; so to say we could not even find time to breathe. We were to be on Alert and do everything. At short intervals the call "Pack, Pack, Pack," kept us always active. Nearly five to six sessions a day, each lasting for half an hour made our hands work with pen and paper."

કબ–માસ્તરની આ તમારી સાથની ઓળખ આ રીતે અત્રે પુરી થાય છે.

---

## કબીંગની તાલીમનો ટુંક ઇંતેખાબ

હવે ત્યારે, જો તમારા નાના ચેકુસો 'ઉલ્ફ કબ'ન બન્યા હોય તો તેઓને બનાવવામાં સગવડ કરી આપવા તથા જો તેઓ અત્યાર આગમજના કોઇ પૅકમાં જોડાયા હોય તોપણ તેઓ પોતાની પૅકમાં કબ–ઓફીસરને હાથે શું શું તાલીમ લે છે તેનો ઘણોજ ટુંક ઇંતેખાબ તમારી જાણ માટે રજુ કરીશ કે જેથી કબીંગની આખી બાજી કેમ ખેલાય છે તેનો તમોને સંપુર્ણ ખ્યાલ મલી શકે.

કબ રૅક્રુટ—એક નાનો છોકરો જેવો એક કબ પૅકમાં જોડાઇ કબ-માસ્તરના હવાલામાં જાય છે કે તે કબ 'રૅક્રુટ'ના નામથી ઓળખાય છે. આ રૅક્રુટને કબમાસ્તર બીજા છોકરાઓ સાથ ઓલખ પીછાણ કરાવે છે અને તેની તાલીમ માટેની ગોઠવણો કરે છે.

ટૅન્ડર-પૅડ.—કબ રૅક્રુટ તરીકે છોકરાને 'કબ'ના કાયદા, 'કબ પ્રોમાસીસ', 'સીક્રેટ સાઇન' એટલે છુપી નીશાણીઓ, 'સેલ્યુટ,' 'ગ્રાન્ડ હાઉલ,' વીગેરે શીખવા માટે અથવા રૉક કાઉનસીલ, સરકલ, તથા 'પરેડ સરકલ' કેમ બનાવવાં વીગેરે બાબદોનું જ્ઞાન તેને આપવામાં આવે છે. તેમાં તે પ્રવીણ થતાંજ તેને એક બૅડજ એનાયત કરવાની ક્રીયા થાય છે જે મેળવવા પછીથી તે 'ટૅન્ડર-પૅડ' તરીકે ઓળખાય છે અને પછીથી તે પૅકનો એક સભાસદ થયલો ગણાય છે એટલે તે 'ઉલ્ફ કબ' બને છે.

'ટૅંડર-પૅડ' એટલે નાજુક અથવા પોચા પગવાલો. એક વરૂનું બચ્ચું પહેલ વેહેલું જંગલમાં ફર-હર શરૂ કરેછે ત્યારે તેને રસ્તા વીગેરેની માહીતી હોતી નથી તેથી તે ભૂલું પડી ખુબ રખડપતી કરે છે અને નાજુક પગો થાકવે છે અને પોતાનાં ભવિષ્યનાં જીવણને લગતો જાતી અનુભવ મેલવવો શરૂ કરેછે. આબાદ તેજ મીસાલે નાનો સ્કાઉટ યાને ઉલ્ફ કબ પોતાનાં શીક્ષણોનું મંડાણ કરી સ્કાઉટ હીલચાલ સાથનું પોતાનું જીવણ શરૂ કરે છે તેથી તે'ટૅડર-પૅડ'નાં નામથી ઓળખાય છે.

---

# સીકસીસ અને સીકસરો.

આખી કબ-પૅકના છોકરાઓને છ-છ ના ભાગમાં વ્હેંચી નાખવામાં આવેછે જેને 'સીકસીસ' કહેછે. આ દરેક 'સીકસ' એક હોશીઆર છોકરાને સ્વાધીન હોય છે જેને 'સીકસર' કહે છે. જેમ વરૂઓ પોતાના શરીરનાં રંગથી કાળું વરૂં, રાતું વરૂં, ભૂરૂં વરૂં, કાબરચીત્રું વરૂં વીગેરે રીતે ઓળખાય છે તેમ આ 'સીકસીસ'ને 'રેડસ, ગ્રીન્સ, બ્રાઉન્સ, વ્હાઇટસ, ગ્રેઝ' એવી રીતે જુદા પાડી તેઓને તે રંગના ત્રીકોણ આકારના નીશાણો તેઓનાં ખભાં ઉપર મારવામાં આવેછે અને તેઓ હંમેશાં તેજ નામે ઓળખાય છે.

અત્રે ખુલાસો કરવાની જરૂર છે કે 'કબઝો'ને જે જુદી જુદી જાતના 'પ્રોફીશીઅંસી બૅડજીસ' આપવામાં આવે છે તે પણ ત્રીકોણ હોય છે અને જુદા જુદા રંગના હોય છે જે રંગો નીચે પ્રમાણે વહેંચવામાં આવેલા હોય છે:—

બ્લુ રંગનો બૅડજ સીગનલર કે ઓબઝરવર (અવલોકન કરનાર) કે કલેકટર (સ્ટૅમ્પ વીગેરે જીણસોનો સંગ્રહ કરનાર) તરીકે કબને આપવામાં આવે છે તથા વણકર, આરટીસ્ટ કે એવાજ કંઇ કામગર તરીકે પીળો બૅડજ અપાય છે તેમજ 'ફસ્ટ-એડર, હાઉસ ઓરડરલી કે એક ગાઇડ (રહેબર)' તરીકે લાલ બૅડજ અને 'ઍથલીટ, સ્વીમર, કે સારા ટીમ પ્લેયર' તરીકે લીલો બૅડજ વપડાય છે.

આ જુદા જુદા 'સીકસીસ'માં દરેક સીકસરના કાબુમાં રહી દરેક જાતનું શીક્ષણ છોકરાઓ શીખે છે યા રમતો ખેલે છે. તેમ કરતાં કરતાં તેઓને 'ફર્સ્ટ-સ્ટાર' તથા 'સૅકંડ-સ્ટાર' મેળવવા માટેની તાલીમ મલે છે. એક કબને ફર્સ્ટ-સ્ટાર મેળવવા માટે:—

'યુનીઅનં જૅક' વાવટા વીષે, 'નૉટ-ટાઇંગ' જુદી જુદી જાતના ગાંઠો જુદાં જુદાં કામ માટે દોરડી કે દોરડામાં કેમ વાળવા તે વિષે, 'સમર સૉલ્ટ' યાને ગોળાંટો ખાવી, 'લીપ ફ્રૉગ' યાને દેડકાંઓ માફક કુદવું, 'બાઉલીંગ એ હુપ' યાને રીંગ ફેરવવી, 'હૉપીંગ' યાને એક પગે કુદકા મારવા, 'સ્કીપીંગ' યાને દોરડાં સાથે કુદવું, 'થ્રોઇંગ એ બૉલ' યાને બૉલ ફેંકવો, 'બુક બેલંસીંગ યાને માથા ઉપર ત્રણ ચાર ચોપડીઓ રાખી ટટાર ચાલવું, હાથ-પગ, નખ, દાંત, બુટ, કપડાં, વીગેરેની સફાઇ જાલવવી, નાક વાટે દમ લેવો, વીગેરે તનદરોસ્તીની બાબદનું શીક્ષણ શીખવું, ઘડીયાળ જોતાં શીખવું, વીગેરે માટેનું શિક્ષણ ઓછામાં ઓછા ત્રણ મહીનાની મુદત સુધીમાં શીખી લેવું પડેછે જ્યારે તેને ફર્સ્ટ-સ્ટાર પસાર કરેલો ગણાય છે.

ફર્સ્ટ સ્ટાર પસાર કરવા બાદ સૅકન્ડ સ્ટારની તાલીમ શરૂ થાય છે અને આ તાલીમ દરમ્યાનમાં કબોને સીગનલીંગ (વાવટાથી વાત કરવી), 'કમપાસ' (હોકાયંત્ર) નો ઉપ્યોગ કરતાં શીખવું, 'નૅશનલ એનઠમ' (ગોડ સેવ ધી કીંગ) નું ગીત ગાતાં શીખવું તથા તે ગવાતું હોય ત્યારે કેમ સલામ આપવી તે જાણવું, 'સેવીંગ્સ બૅન્ક' પૈસા બચાવી બૅન્કમાં ખાતું ખોલવું, મૉડલ મેકીંગ (કંઇ વસ્તુ બનાવવી), રનીંગ વીથ એ મૅસેજ (સંદેશો લઇ દોડી જવાનું), ફાયર લાઇટીંગ, બૉડી એકસરસાઇઝો, તથા 'કલીનીંગ બુટસ,' ફોલ્ડીંગ કલોધ્સ, સ્ટ્રીટ કલીનીંગ, જખમની સફાઇ તથા સારવાર કરવી, દાઝવા બળવાના અવસરોએ સારવાર કરવી, વીગેરે ચીજોનું જ્ઞાન ફર્સ્ટ સ્ટાર મેલવવા પછીથી ઓછામાં ઓછા ત્રણ મહીનામાં શીખી પ્રવીણ થવું પડે છે. તેમ થતાંજ તેને 'સેકન્ડ સ્ટાર' એનાયત કરવાની ક્રીયા થાય છે. આ સઘલી કબ તાલીમ છે. છતાં 'સેકન્ડ સ્ટાર' પછી પણ તાલીમ કાંઇ

એકદમ ખતમ થયલી લેખાતી નથી 'સેકન્ડ સ્ટાર' મેલવ્યા પછીથી જ્યાં સુધી તે સ્કાઉટ બનવાની ઉમરનો બને ત્યાં સુધીમાં તેને અક્કલ–હોશીયારીને લગતી (Intelligence); હુન્નર ઉધ્યોગને લગતી (Hand-craft), બીજાઓ માટેના ઉપયોગીપણું માટેની (Service for others) તેમજ શારિરીક જ્ઞાન યાને તનદુરેસ્તીને લગતાં જ્ઞાનને માટેની (Physical Health) કાબેલ્યત મેલવવા માટેના બૅડજીસ (Proficiency Badges) જીતવાનાં હોય છે.

છેવટે જ્યારે તેની કબ ઉમર પૂરી થવા આવે છે અને સ્કાઉટ થવાની ઉમર તથા કાયનાતનો તે બનેલો જણાય છે ત્યારે તેની છેવટની એક કબ–ક્રિયા થાય છે જેને (Going up Ceremony) (કબમાંથી સ્કાઉટમાં જવાની ક્રીયા) કહેવામાં આવે છે. આવી રીતે કબ તાલીમ અતરે સંપુર્ણ થાય છે. આ તાલીમનું પરિણામ શું આવવું જોઇએ ? એજ કે એક છોકરાના જન્મવા સાથ તે જે જાતનું ખમીર પોતા અંદર લઇને હસ્તીમાં આવ્યો હોય તે ખમીરને ખીલવવાને આ તાલીમ પૂરતી તક આપે છે. તાલીમથી છોકરા ફરેશ્તા બની જનાર છે એમ માનવું કે મનાવવું એ કમ અક્કલીપણું લેખાય પણ એમ મગરૂરી સાથ કહી શકાય કે કબ તાલીમથી છોકરાનું શરીર અને મન-દુરેસ્ત બનાવાય છે, સારી રીતભાતો શીખવાય છે, સચ્ચાઇ, પાકીઝગી, સેવા, તાબેદારી, વખત અનુસાર વર્તવાની ટેવ વગેરે શીક્ષણો પૂરાં પાડી શકાય છે. આનાં કરતાં વધુ શું કોઇને મલી શકે તે કલ્પી શકાતું નથી.

# કબ-કૅમ્પ.



હવે એક કબ-કૅમ્પ વિષે થોડુંક વર્ણન આપવું જરૂરી ધારૂં છું. કારણકે કૅમ્પીંગની મુદત એવી મુદત છે કે જે વેળા છ માસ યા વરસ દહાડાનું શીખેલું પ્રેક્ટીસમાં મેલી તેની કસોટી કરી શકાય છે. અઠવાડીયે એકાદ બે કલાક છોકરાને મલવા-ભેટવાથી. અને તેને શિક્ષણો આપવાથી એક કબ માસ્તરને છોકરાંઓનાં ખરાં રંગરૂપ યા લક્ષણો તપાસવાની જોઇએ તેવી તક મલી શકતી નથી. કૅમ્પીંગની મુદ્દત દરમ્યાન ચાર પાંચ દિવસો યા એકાદ અઠવાડીઉં સામટું રાત દિવસ છોકરાઓના સમાગમમાં રહેવાથી તેઓની ચાલ ચલણ, રેહેણી કરણીની ટેવો, સ્વભાવ વિગેરેનો બારીક અભ્યાસ કરવાને બને છે અને તે મુજબનાં પગલાં ભરવાનું સુઝે છે. માબાપ કે ઘરબારથી થોડા દીવસ એકલા અને વિખુટા પડવાથી છોકરાઓને જાત ઉપર ભરોસો રાખવાની ફરજ પડે છે. જે છોકરા માટે જુદાં જુદાં કામ કરવા માટે ઘરે માતા બ્હેનો કે નોકર નફરો જોઇતાં હોય તે હવે પોતાને હાથે કરતાં તેને ફરજ્યાત શીખવું પડે છે. વળી તનદરોસ્તીની નજરે ઘર બાહેર જવાથી એક જાતનો 'ચેન્જ' છોકરાઓને મલે છે. નવી જગ્યા જોવાનો સંતોષ તેને મલે છે. પોતાના ગોઠયાઓ સાથ ફરજ્યાત ઘાડો સંબંધ એક બીજાનો સંધાય છે અને બીજા સંખ્યાબંધ લાભો કૅમ્પીંગથી છોકરાઓને થાય છે. 'કૅમ્પ લાઇફ' એટલે તો 'રફ લાઇફ' એવો ખ્યાલ તદનજ ખોટો છે. ઉલટું, એક કબ કૅમ્પ તો બને તેટલી સુખ સગવડોથી ભરપુર બનાવવાની કબ માસ્તરો કાલજી રાખે છે. કૅમ્પમાં જવું એટલે કાંઇ ખાસ ઘસડબોરોજ છોકરાઓને કરવો પડશે, પાણીછાણી હાથે કરવું પડશે, રાંધવું સીંધવું હાથે કરવું પડશે વીગેરે ખ્યાલો રાખવા અને બચ્ચાંની

કાયનાતનોજ વિચાર કરી નાહકની દેહેશત કરી છોકરાઓને કેમ્પ ઉપર મોકલવાના અખાડા કરવા એ માબાપોની ભૂલ છે. કબ કેમ્પમાં તમો ઘરે લાડ ન લડાવો કે તમો ઘરે કાલજી ન રાખો, તેટલો લાડ લડાવવામાં અને કાલજી રાખવામાં એક ખરો કબ માસ્તર કાંઇપણ પાછી પાણી કરે એમ નથી તે વિશ્વાસથી માબાપોએ માનવું જોઇએ છે.

અહીં ત્યારે હવે, કબીંગની આખી ગેમ કેમ ખેલાય છે તેનો સંપુર્ણ એહેવાલ પૂરો થાય છે જે વાંચવાથી વાંચકોને સહેલથી બાળકોની આ આખી બાજી માટેની ઘટતી સમજણ મલી હશે એમ વિશ્વાસ સાથ માની લઉં છું.

---

## કબીંગથી ઉત્તમ ચારિત્ર બાંધવાનો મલતી તક.



આખી કબીંગની બાજી આ પ્રમાણે પૂરી થવા બાદ હવે જે મારે માટે લખવાનું બાકી રહે છે તે આ બાજીથી છોકરાઓનું ચારિત્ર (character) બંધાઇ શકે છે કે નહીં અને તે કેમ બંધાય તે માટે દલીલો રજુ કરવાનું છે. આ દુન્યામાં 'કૅરૅક્ટર' સિવાય વધુ એક માણસની જીંદગીનાં ચારિત્રમાં શું ઉમદા તપાસવાનું કે મેલવવાની ખાહેશ કરવાનું હોઇ શકે તે સમજી શકાતું જ નથી. એક માણસને જો મોટામાં મોટું માન આપણે આપવા ઇચ્છતા હોઇએ તો આ વાકયથીજ હોઇ શકે કે 'He has character' આવી ઉપમા એક માણસને આપવાનો ભાવાર્થ જ આ થાય છે કે તેની અંદર એક ગુપ્ત આકરશણ એવું હોય છે કે જેથી તેના મીત્રો, સ્નેહીઓ કે ખેરખાહો તેના

હરેક કામને પ્રબળ ધારે છે અને તેના હરેક સખુનને ભરોસેહાર માને છે. તે ગુપ્ત આકરશણ તે તેનો કદી નહીં બદલાઇ શકાય એવો અમીરી ખવાસ હોય છે. જે જાથુકના ઉમદા સદગુણોથી ગુંથાયલો હોય છે. ધન–દોલત તો ઘણાંઓ મેલવવા ભાગ્યશાળી નીવડે છે, આ દુન્યામાં બાહોશી ધરાવનારાઓ પણ થોડાક નસીબવંતા હોય છે અને તેવાજ બીજા કેટલાક નસીબવંતાઓ માન–પાન કે ચાંદ મેલવવાની પણ રૂડી સરજત ધરાવે છે. આ સઘલું છતાં પણ જો તે સઘળાંઓમાં સારા ચારિત્રનો પાયો નખાયો ન હોય તો તેઓનાં જીવન બીસાદ વિનાનાં કે નીર-જીવ છે. તો પછી પ્રીય માબાપો હું ખાત્રીથી માનું છું કે નાના સાત વરસની ઉમરથી તે અગીઆર વરસની ઉમ્મર તુલીકનાઓ માટે આ સદીની રચાયલી આ કબ્બીંગની બાજી 'કૅરેકટર' ની ખીલવણી માટે એક ઉમદા તક પૂરી પાડે છે. જુઓ, એક કબ પૅકમાં દાખલ થવા સાથ જે કૉલ લે છે તે તપાસો:

"હું મારેથી બનતું કરવાને વચન આપું છું કે હું ખુદાને અને રાજાને વફાદાર રહી તેઓ તરફની મારી ફરજ બજાવીશ અને 'ઉલ્ફ કબ'ના કાયદા પ્રમાણે ચાલીશ અને હરરોજ બીજાંને માટે એક પણ ભલું કામ કરીશ."

ઉપલાં વચનમાં આપણે જોઇ શકીએ છીએ કે આટલી નાની ઉમરે પણ એક છોકરાને પોતાનું જીવણ ગાળવા માટે એક નમુનેદાર કલ્પના કે આદર્શ (Ideal) શીખાડવામાં આવે છે.

આપણે વધુમાં એમ પણ જોઇ શકીએ છીએ કે વચનમાં અશકય જેવું કે નહીં પાળી શકાય તેવું તત્વ મુદલજ નથી અને તેથી તે ચારિત્ર ઉપર વધારે ઉમદા અસર કરનારૂં છે. "હું મારેથી બનતું કરવાને વચન આપું છું" આવું વચન કોઇ પણ બાબદ માટે કોણ ન આપી શકે વારૂં? એમાં કાંઇ

બોલ્યું ન પળાય એવું સહેજ પણ તત્વ આમેજ થયલું છે? થયલું જો ન હોય તો પછી ધર્મની લાગણી, માનની લાગણી અને વફાદારીનો ગુણ એ સર્વ સદગુણો આ વચનથી ખીલવા પામે છે એમ સીધ્ધ થાય છે. આ સદગુણો ઉપરાંત તાબેદારી તથા નિઃસ્વાર્થપણાના સદગુણોની ખીલવણી સાથ એક ઉલ્ફ ફબ પોતાનું જાતી ખમીર કેમ દેખાડે છે તે 'કબ લૉ' એટલે કબના કાયદાથી સહેલે સમજ પડે છે. જે આ મુજબ છે કે:

"કબ વડા (બુઢા વરૂ)ના કહેવા પ્રમાણે ચાલે છે; કબ લાલચને વશ થતો નથી."

આ કાયદાનો સંપુર્ણ ભાવાર્થ આ પ્રમાણે થાય છે કે કબ હંમેશાં પોતાના વડાને તાબેદાર રહી તેના હુકમ મુજબજ વર્તે છે અને પોતાની મરજી પ્રમાણે ચાલવાને તે લલચાઇ જતો નથી.

ચારિત્ર બંધારણને મદદ કરનારૂં શું આ શિક્ષણ નહીં લેખી શકાય? આ વચન અને આ કાયદાથી છોકરાના પોતાના મન ઉપર શું અસર થતી હશે તેની કલ્પના કરવી એક વીચારવંત માટે કઠણ નથી. આ વચન અને કાયદા શીખવવા બાદ જ્યારે પકમા દાખલ કરવાની તેની ક્રિયા કરવામાં આવે છે તે ક્રિયાથીજ તેના મન ઉપર અસર થતી હોવી જોઇએ કે તે કાંઇ હવે એક સાધારણ મોહોલ્લે રખડતો છોકરો નથી પણ એક ભાઇબંધ મંડળનો તે એક સભાસદ થયો છે કે જે મંડળનું માન તેજ તેનુ માન છે. જીંદગી ભોગવવાનું એક ઉંચ આદરશ (Ideal) તેને આવી રીતે થવા પામે છે.

આ ઉપરાંત ઉપર જણાવવા મુજબ ટ્બીંગની ગેમ 'સીકસીસ' સીસટમે રમાતી હોવાથી છોકરો હમેશાં માત્ર પોતા ખાતરજ દરેક ચીજ કરવાને બદલે પોતાની 'સીકસ'ના

બાલાંને માટે રમત રમતાં યા કામ કરતાં શીખે છે એ "ટીમ વર્ક" ની તાલીમ શું ચારિત્ર ઘડનારી નથી?

ઉપલી સઘળી દલીલો એક વીચારવંત માણસ માટે પુરતી ધારી હું માની લઉં છું કે કબીંગથી છોકરાનું ઉત્તમ ચારિત્ર બાંધવાની તક આપણને મલે છે એમ તમારી ખાત્રી થઇ હશેજ.

## કબ ગેમ્સ અને પ્રેકટીસોસ.



'સ્કાઉટીંગ' શબ્દજ એક મહાન ગેમ અથવા બાજીનું નામ છે એમ માનવું ખોટું નથી. સ્કાઉટીંગની દરેક શાખા 'કબીંગ,' 'સ્કાઉટીંગ' અને 'રોવરીંગ' એ જુદી જુદી બાજીઓ છે એમ સમજવું. 'કબ ગેમ્સ' વિષે જ્યારે હું લખવા માંગું છું ત્યારે મારી મકસદ તે જુદી જુદી રમત-ગમતો કે જે સઘળા કબની ઉમ્મરના છોકરાઓ પોતાની કાયનાત મુજબ ખેલે છે તેના ઉપર ટપકેના ગુણદોષો રજુ કરવાની છે. 'કબીંગ' તાલીમનો 'કબ-ગેમ્સ' એક મુખ્ય અંગ છે એમ કહીએ તો ચાલે. અસ્થીર શરીરના અને ચવિત્રા હાથ પગો ધરાવતા તથા દરેક ચીજની બની શકે તેવી વાંદર નકલ કરવાનો વારસો પોતા અંદર સમાવનારા છોકરાઓને અરધા અરધા કે પોણા પોણા કલાકે તો શું પણ માત્ર પા-પા કલાકબી ડાહ્યા-ડોસા બની બેસાડી ભાષણો આપવાની કે જુદા જુદા પાઠો શીખાડવાની તજવીજ કરવી એ વખતની બરબાદી સમાન છે. પણ તેજ સઘળા ખવાસોના છોકરાઓની આ સઘળી ચપળ કાર્યશક્તોનો રૂડો ઉપયોગ જો કલાકો સુધી 'ગેમ્સ' રમાડવાના રૂપમાં કરવામાં આવે તો પરીણામ જાદુ

સમાન નીવડવાની સોએ નવ્વાણું ટકા વકી રહે છે, પછી છોકરો ચપળ હોય યા 'ડલ', બાહોશ હોય યા 'ઠોઠ', જોરાવર હોય યા નબળી દેહનો.

વિજળીના તારમાં સમાઇ રહેલી છુપી કાર્ય શકતીનો ખ્યાલ એકાદ 'સ્વીચ' કે 'બટન' દાબવા સહીતજ થઇ શકે છે. કોઇ પણ તરેહનાં યંત્રને તેની રીત મુજબની ગતીમાં મેલતાં સાથજ તે પોતાનું ઉપયોગીપણું બતાવી આપે છે અને માનવીની ઘટતી ગરજ સારે છે અથવા તો રમુજ કે અજાયબી ઉપજાવે છે. એક ઘડીયાળ કે ફોનોગ્રાફ કે યાંત્રીક રમકડાં જેવાં રમતગમતનાં સાધનોથી તે મોટામાં મોટાં દુન્યા ઉપયોગી કામો બજાવતાં સાંચાકામો સુધી ખ્યાલ કરતાં આ સચ્ચાઇ પુરવાર થાય છે તો પછી પ્રાણ ધરાવતાં અને પોતા મેળે કાંઇ પણ સામી મદદ કે ગતી વિના દરેક કાર્ય બજાવતાં એક શરીર મધ્યે છુપાઇ રહેલી તમામ ચપલ ક્રિયા શકતીઓ વિષે તો શું કહેવું?

નાનાં બાળકોમાં સમાયલી આ શકતીઓનો ઉપયોગ જુદી જુદી રમતોથી જો કરાવવામાં આવે તો રમુજ, ગમ્મત, ઉત્સાહ અને શોખ સાથ બાળકો તેમાં વગર થાકવે કલાકોના કલાકો આપણી આજુબાજુ વળગેલાં રહી શકે છે.

આ 'ગેમ્સ' છોકરાઓ હંમેશાં 'સીકસીસ'માં રમે છે એટલે પોતાના સ્વાર્થ માટે ગેમ જીતવાના ખ્યાલથી તે રમાતી નથી પણ પોતાની ૭ જણાની ટીમ યાને 'સીકસ' ને માટે જીતવા અને મેહેનત કરવા છેકરા શીખે છે.

અરધો કલાક કે કલાક 'નાસો-ગોસો' કે 'અટકમટક ઘોરી ચંપા' કે 'નારગોળીઓ' જેવી રમતો રમવા જેવી આ કબ ગેમ્સો હોતી નથી તે ખાસ યાદ રાખવાનુ છે કારણ કે ઉપલી રમતો માત્ર શરીરને તાઝગી તથા જોર બક્ષવા સાથ ગમ્મત

આપે છે જ્યારે 'કબ ગેમ્સ'માં આ સઘળું બજાવવા ઉપરાંત 'કેરેકટર'નાં બંધારણની ખુબી સમાયલી હોય છે.

ગેમ જીતાતી નથી તો હારનારા કબો કાંઇ જીતનારાઓ સાથ બોંચ ચઢાવતા નથી કે પોતાનો ખોફ પ્રગટ કરતા નથી પણ પોતાની હારને જીતમાં ફેરવવાની નવી તજવીજ કરવા તેઓ હસ્તો ચેહેરોજ ધારણ કરે છે.

'કબ-સો' આ રમતો પોતાનો 'મૉટો' 'Dyb' 'ડુ યોર બેસ્ટ' યાદ રાખીને રમે છે અને તેમ રમતાંજ તેઓ તે જીતે છે.

---

## મુંબઇ શેહેર મધ્યેનો 'કબ એકટોવીટો.'

—:o:—

'કબીંગ'ની બાજી હિંદનાં શેહેરે અવ્વલમાં ઘણીજ તારીફ લાયક રીતે ખલાતી જાણી વાંચક વર્ગ જરૂરજ ખુશ થયા વિના રહશે નહી. આ તારીફલાયક ફેરફાર ૧૯૨૫ પછીથી શરૂ થવા પામ્યો છે. વાચકોને ૧૯૨૪ ના ઇંગ્લાંડના ઉવેમબ્લીની 'ઇમપીરીઅલ જેમબુરી' તમજ કોપનહેગનની 'ઇનતર નેશનલ જેમબુરી'ના અવસર હજી તાજો ને તાજો યાદદાસ્તમાં હશે. તે વેળાએ યુરોપ ગયલા જવાન્યાઓએ લનડનમાં ગાલવેલ ત્રેનીંગ પાર્ક મધ્ધ સ્કાઉટ માસ્તર્સ તમજ કબ માસ્તર્સ ત્રેનીંગ કૉરસીસની તાલીમ લીધી હતી. મરહુમ સ્કાઉટર તલાટી, સ્કાઉટર ફેકી ગોદરેજ, સ્કાઉટર મદરાસવાલા તથા આ અદના લેખકે સ્કાઉટ માસ્તર્સ તથા કબમ.સ્તર્સએ બન્ને કૉર્સોના તાલીમ લીધા હતા જ્યારે સ્કાઉટર સોહરાબ મોદી (લેફટેનન્ટ મોદી) એ માત્ર સ્કાઉટમાસ્તર્સ કોર્સનીજ તાલીમ લીધી હતી. કબમાસ્તર્સ કૉર્સ વેળા તેવણુ લનડન મધ્યે ન હોવાથી તેવણે બે ઉમદા તક ગુમાવી હતી. 'ગફૂરી એ નાશનું મૂળ છે' માટે

તેવી ખોટી ગરૂરી ન કરતાં માત્ર ખરી હકીકત જણાવવાની નેમથી લખીશ કે આખા મુંબઇ ઇલાકામાં 'અકેલા બૅડજ'નો ક્રમ પૂરા કરનાર માત્ર બેજ પારસીઓ છે કે જે મી. ગોદરેજ અને આ અદના સેવક છે. મુંબઇ પાછા આવવા પછીથી મી. ગોદરેજ ડીસ્ટ્રીકટ કબ માસ્તર થવા ભાગ્યશાળી થયા છે અને તેવણુની ઉલટથી અતરે મુંબઇમાં કબમાસ્તરોનો એક ત્રેનીંગ કોર્સ તેવણે પહેલ વેહેલો ચલાવ્યો હતો જેને પરિણામે હાલમાં મુંબઇમાં પૂરેપૂરી બે ડજન કબ પૅકો હસ્તીમાં આવવા પામી છે જે મધ્યે આસરે ૫૦૦ કબ્સો તાલીમ લે છે. મુંબઇ એસોસીએશનની કબ કમીટી માટે પણ જણાવીશ કે તે ઉમંગી શેહેરીઓની બનેલી છે. મુંબઇમાં હજી સુધી સઘલા મરદોજ કબ માસ્તર તરીકે કામ કરે છે જયારે માત્ર એકુજ લેડી કબમાસ્તર ૭૮ મી બૉમબે પૅક ચલાવે છે જેવણ મીસીસ ઓલેવ દીગબી બૅસ્ટ તે ઇનડીઅન મરકનટાઇલ મરીન ત્રેનીંગ શીપ 'ડફરીન'ના કેપટન સુપીનટેનડન્ટ ડીગબી બૅસ્ટનાં ધણીઆણી થાય છે. એક ઉમંગી પારસી બાનુ મીસીસ તેહમીના જે. લાલકાકાએ લેડી કબ માસ્તર બનવા માટે બીડું ઝડફયું હતું અને પારસી કોલોની ૧૦૦ માં બૉમબે પૅકમાં લગભગ એક વરસ ઘણા ઉત્સાહથી કામ બજાવ્યું હતું પણ સંસારી ગુસરીના કામકાજનાં દબાણને લીધે તેવણ હાલમાં રીટાયર્ડ થયાં છે. બૉમબે સ્કાઉટ એસોસીએશનની કબ કમીટી મારફતે કબ્ઝો માટે ઇનતર પૅક કૉમપીટીશનો, સ્પૉર્ટસ વીગેરે વારસીક હરીફાઇઓ થતી રહે છે. જેથી મુંબઇની 'કબ ઍકટીવીટી' ઘણીજ સરસ ટકી રહેલી છે. મુંબઇના 'કબ્ઝો' માટેજ ચલવલ ચાલી અટકતી નથી પણ મુંબઇના કબ માસ્તરો માટે ઘટતી ચલવલો ચાલુ રાખવા 'ફર્સ્ટ બૉમ્બે અકેલા પૅક' ઉભી થઇ છે જે મધ્યે કબ માસ્તરો અવારનવાર કૅમપીંગ તથા એકસકરઝનો ઉપર જઇ કબ ત્રેનીંગમાં વધારો કરતા રહે છે.

વળી કબીંગને લગતી જુદી જુદી બાબદો ઉપર અવારનવા વાદવીવાદ ચલાવવા માટે કબ માસ્તરોની સભાઓ પણ ભર વામાં આવે છે. મુંબઇ માટે આ શું હરખાવનારી બીના નથી

## માબાપોને નમ્ર અરજ તથા સુચના.



અનુભવ એ અજબ તરેહનું ચોપડી ચોપાન્યાં વાંચ વગરનું કે કોઇ ઉસ્તાદોના શીખવવા વગરનું ઉત્તમ ગુ જ્ઞાન છે. આવાં અનુભવી જ્ઞાનને આધારે, વ્હાલાં વાંચકે તમોને આ વેળા સરની નમ્ર અરજ તથા સુચના હું કર માંગું છું જે મારા ધારવા મુજબ આ નાની કેતાબમાં સમ વવાની ભારે જરૂર છે. ઘણી વેળા માબાપો માટે આ ભા સવાલ થઇ પડે છે કે છોકરાઓને કઇ કબ-પૅકમાં કે સ્કાઉ ગ્રુપમાં દાખલ કરવો.

આ ઘણોજ અગત્યનો સવાલ છે કારણ કે બચ્ચાંઓ ચારિત્ર બંધારણ અને સારા શેહેરી બનવા સાથનો તે સા ઘણોજ નિકટ સંબંધ જોડાયલો છે.

સ્કાઉટ ગ્રુપો અને કબ પૅકોની સંખ્યા દીન પર દી વધતી જાય છે પણ સદ્ગુણી, સારી કેળવણી પામેલા, અ ભવમાં કાબેલ્યત ધરાવતા સ્કાઉટ અમલદારોની ભારે અ છે. તેવા સમયે તમારા ચેકુસોને જ્યાં ગમે ત્યાં ઘુસાડી દ પરવાડી જવાનો વિચાર ઘણોજ ભૂલ ભરેલો છે એટલુંજ ન પણ તે પાછળથી ઘણો પસ્તાવાનો ગંભીર સંજોગ બરપા કર સમાન છે. માટે પુરતી તેહકીક કે જાતી ખાતરી કર વગર ખાલી બાહેરના કોઇ તરેહના ઠાઠ-માઠથી અંજાઇ જઇ કે તમારા ઓળખાણ પીછાણવાળાની કે પર-પાડોશીની મા

ભલામણુ ઉપરજ કુરબાન બનીને કે તમારા ચેકુસોના બીજા દોસ્તદારો જે ગ્રુપ કે પૅકમાં જતા હોય તેઓની ફુલવણીથી તમો આગળ પટાવત સતાવત કરવા આવતા તમારા બાળકોની માંગણીનેજ વશ થઇને પગલું ભરશો નહીં. એ મારી તમોને નીખાલેશ નમ્ર અરજ છે જે તમારા છોકરાઓને સ્કાઉટ હીલચાલના એક નવા સભાસદ બનાવતી વેળા યાદ રાખશો.

હવે એક વેળા એક ગ્રુપ કે પૅકમાં છોકરાઓને દાખલ કરવા પછીથી તેઓને બીજી ગ્રુપ કે પૅકમાં મોકલવા માટેની એક ગંભીર ચેતવણી આપવાની પણ જરૂર છે. ઘણી વેળા એક ગ્રુપ કે પૅકના છોકરાઓ બીજી ગ્રુપ કે પૅકના નાહાન છોકરાઓને પોતાની ગ્રુપ કે પૅકમાં આવવા સમજાવે છે. તે છોકરાઓ માબાપ આગળ જઇ આવી માંગણી રજુ કરે છે. માબાપ તે માંગણીને શરણ થઇ તેને તે ભલતી ગ્રુપ કે પૅકમાં મોકલે છે. આ ઘણીજ ન ઇચ્છવાજોગ વળણુ છે કારણંકે તેની માઠી અસર બચ્ચાંનાં કુમળાં મગજ ઉપર થાય છે. આ નાની ચોપડીમાં તે માટે નિબંધ લખવાનું બનવાજોગ નથી તેથી ટુંકમાં આટલીજ દલીલથી લખીશ કે જેમ એક સ્કુલ પછી તે નાની હોય યા મોટી હોય તે માટે નિશાળીઆઓને મગરૂરી રહેવી ઘટારત હોય છે જેવી રીતે કૉલેજીઅનો પોતાની પાઠશાળાઓ પછી તે મશ્હુર હોય યા ન હોય તે માટે ભારે અભીમાન ધરાવતા રહેછે, જેટલો પ્રેમ જુદી જુદી સમાજ સંસ્થાઓના કાર્યવાહકો પોતાની સંસ્થાઓ તથા તેનાં કાર્યો માટે ધરાવતા હોય છે તેવોજ પ્રેમ, તેવીજ સેવા, તેવોજ અભીમાન સ્કાઉટો કે કબ્સો પોતાની ગ્રુપ કે પૅક માટે ધરાવતાં બનવા જોઇએ છે. આ એક નજીવી દીસ્તી બીના છે પણુ તે સદગુણુની ખીલવણી માટે ઘણીજ અગત્યની છે ગ્રુપ કે પૅક બદલવા માટે આ પ્રમાણે લખવાનો ભાવાર્થ એમ થતો

નથી કે દરેક સંજોગ વચ્ચે માબાપે ત્રુપ કે પૅક બદલાવવીજ નહીં. ભલચુકે પોતાના છોકરાને ન છાજતી ત્રુપ કે પૅકમાં દાખલ થઇ ગયલો જણાય તો અલબતાં તુરતાંતુરત પગલાં ભરી તેવી ત્રુપ કે પૅકમાંથી છોકરાઓને ખસેડી લેવાનું તો વાજબીજ પગલું લેખી શકાય માટે આ સવાલના બાબમાં મારી સુચના આ છે કે દરેક માબાપે છોકરાઓની મુનસફી કે મરજીને વગર તેહકીકે શરણુ ન થતાં ઘટતી સાવચેતી તથા પરપુછ કરવા બાદજ તેવું પગલું ભરવું સલામત છે.

---

## શેહેરીઓ કબીંગ માટે શું શું કરી શકે?

આ નાનકડી ચોપડીમાં હવે જે સેવટનું પ્રકરણ હું ઉમેરી શકું તે આ છે કે જે શેહેરીઓનું જાતી ખમીર આ ચોપડી વાંચવાથી ઉભરાવા પામે અને તેઓ સ્કાઉટ હીલચાલમાં કોઇ-પણ રીતે ઉપ્યોગી નીવડવા માટે કસદ કરે તેઓ માટેનો રસ્તો ઉજાસ ભર્યો કરવો. ચઉદ વરસ અગાઉ ૧૯૧૪ માં સ્કાઉટીંગના એક પાયોનીઅર તરીકે જ્યારે પારસી સ્કાઉટીંગનો પાયો મુંબઇમાં નાખવામાં મારો કમીનો હાથ નાખ્યો હતો ત્યારે તે માટેનાં મારાં હાલનાં જ્ઞાનનો પણ સ્વપ્ને ખ્યાલ કર્યો નહતો તો તેજ મુજબ તમો આજે તમારો મદદનો હાથ બાહેર કાઢો તો ચદ રોજમાં સ્કાઉટ હીલચાલના એક રક્ષક બનવા પામી શકશો. તમોને પોતાને તે માટે કદાચ હાલમાં શક ઉપજ થતો હશે પણ હું તો તે માટે તદનજ ખાત્રીપુર્વક છું.

તમો જો કાંઇ ખાસ હુન્નરમંદીના કે પ્રોફેશનના ધણી હોવો—ફ્રૅટ વર્ક, નેતર ભરવી, વરકીંગ-બૉકસ, આરટીસ્ટ, ડાકતર, ઘડીયાળી, એનજીનીઅર, બુક-બાઇન્ડર, પ્લમબર,

દરજી, મ્યુઝીશીઅન, વીગેરે વીગેરે.—તો તમો સ્કાઉટ હીલચાલને મદદ કરી શકો છો. તમો જો સ્પૅાર્ટસમેન કે એઠલીટ, કે સારા સ્વીમર હોવો તો સ્કાઉટોને ઉપ્યોગી નીવડો તેમ છે. આવી રીતે ટુંકમાંજ જો કહું તો તમો ગમે તે હોવો તો તમારાં જ્ઞાનનો લાભ આપવા તમો સ્કાઉટ મુવમેન્ટમાં જોડાઇ શકો છો. એક સ્કાઉટ ગ્રુપ કે એક કબ પૅકને માટે કોઇપણ આસામી નકામું નથી. પ્રભુ મેહેરથી વાડી બંગલા કે ખુલ્લાં ચોગાણોવાળી બેહોળી જગ્યા ધરાવતા હોવો તો તેનો લાભ કેમ્પીંગના વપડાસ માટે, કે ચાલુ પૅરેડના વપડાસ માટે તમો કબ્સ અને સ્કાઉટસને આપી શકો એમ છે. છેવટે પઇસા જેવી બાબદ આવે ત્યારે ગજવામાં ઉદાર હાથ ઘાલી તમો કબ્સો તેમજ સ્કાઉટોને રીઝવી શકશો.

જો કંઇજ નહીં કરી શકતા હોવો યા કંઇજ કરવાની ઇચ્છા ન થતી હોય તો છેવટે આટલું તો જરૂરજ તમો કરી શકશો. તમારા યા ભરભાદુતના યા સગા સ્નેહીઓના ચારંજીવીઓને તો લઇ જઇ એક સારા કબમાસ્તરને સ્વાધીન કરો. શું એટલું બી પરોપકારપણું નહીં કરી શકશો ?

## સ્કાઉટો અને ગર્લ ગાઇડો.

તમારી લાઇબ્રેરીમાં નીચલી ચોપડીઓ છે કે?

જો ન હોય તો માત્ર આટલુંજ જાણવા કાજ પૂરતું છે કે આ નજીવી કીંમતની ચોપડીઓ લાઇબ્રેરીની શોભા સમાન છે.

૧. "ઉલ્ફ કબ" યાને નાનો સ્કાઉટ. — કી. ૪ આના.

૨. "બોય સ્કાઉટનો સાથી" — કી. ૬ આના.

૩. "અકસમાત અને ઓચીંતી માંદગીના તાત્કાળીક ઇલાજો. — કી. ૮ આના.

**કર્તા—રૂસતમ એદલજી શેઠના**

નં. ૭, ફીતરીડજ રોડ, કોલાબા, મુંબઇ.

મેનકુવા બીલ્ડીંગ, આઉટરેમ રોડ, કોટ

---

## શુધ્ધ ઉચ્ચારનું નવજોત શિક્ષણ તમારાં બાળકોને આપવા માટે 'હોમાવજીર' તમારી સેવા બજાવવા તૈયાર છે. એક કાર્ડ નીચલે સરનામે લખવાની મેહેરબાની કરશોજી.

**ઑલબ્લૅસ બીલ્ડીંગ,**

**૬૨૧, પારસી કોલોની,**